અમદાવાદ જિલ્લો ગુજરાત પ્રાંત તથા

# ઉત્તર વિભાગની ભૂગોળ.

સંશોધક તથા પ્રકાશક,

**મહાશંકર છગનલાલ ત્રવાડી.**

ઉપશિક્ષક પ્ર. આ. કે. મં. શાળા નં. ૨૧
અમદાવાદ.

ઉઠી સવારે પ્રેમથી અને ભૂમિને વંદન કરો,
હિસાય દાતણ સ્નાન કરીને દેવનું પૂજન કરો;
પ્રભુજી પિતાજી માતને પછી શારદાને સેવીએ.
પ્રાતઃ સમે અભ્યાસ કરતાં જીંદગી સુખ પામીએ.
બાળકનાં મા બાપ સૌ ધરશો શિક્ષા ધ્યાન,
સુધારો નીજ સંતતિ દઈ વિદ્યાનું દાન.
સુધરતાં તમ સંતતિ કરે દેશ કલ્યાણ;
પોતે સુખ પામે ઘણું પામે ખુબ વખાણ.



આવૃત્તિ ૧લી. ] પ્રત ૨૦૦૦. [ સને ૧૯૨૪.

કિંમત રૂ. ૦—૨—૦.

# સુચના અને નિવેદન



આ ભૂગોળ લખવાનો મુખ્ય હેતુ એ છે, કે બાળકો અને શિક્ષક બન્ધુઓને સરળતા પડે. તદુપરાંત ધોરણ ત્રીજામાં જે જે જરૂરનું છે તે તે બનતી સંક્ષિપ્તતામાં આપવામાં આવ્યું છે. ભૂગોળની અંદર શહેરો તથા ગામોની વસ્તીના આંકડા આપવામાં આવ્યા નથી, કેમકે તેની સવિશેષ જરૂર જણાતી નથી.

બીજા ધોરણમાં બાળકો તાલુકો, દિશાઓ વગેરે શીખી ગએલા હોવાથી તે બાબતમાં ઉતરવામાં આવ્યું નથી. તો પણ તેની એ જરૂર જોગી હકીકત લેવામાં આવી છે.

પારિભાષિક શબ્દોની વ્યાખ્યાઓ બનતા સ્પષ્ટ રૂપમાં આપવામાં આવી છે. તેનું દિગ્દર્શન શિક્ષક બન્ધુઓ નદી, તળાવ, અગર ચોમાસા વખતે તથા નકશા ઉપરથી કરાવવા તસ્દી લેશે.

આ ભૂગોળમાં પ્રથમ અમદાવાદ જિલ્લાનું સવિશેષ સામાન્ય વર્ણન આપવામાં આવ્યું છે. તે પછી ગુજરાતનું સામાન્ય વર્ણન, તે ઉપરાંત ગુજરાત પ્રાંતનું ભાગવાર ટુંકું વર્ણન છે.

આ ભૂગોળની અને મારા શિક્ષક તરીકેના અનુભવથી જરૂર જણાય છે. તેથી મેં મારૂં આ પહેલ વહેલું સાહસ ખેડ્યું છે. તો આશા છે કે બન્ધુઓ તરફથી તેનો યોગ્ય સત્કાર થશે અને ભૂલ ચૂક દર-ગુજર કરી તેમાં પોતાને યોગ્ય લાગતો સુધારો સૂચવશે. તો તે બીજી આવૃત્તિ વખતે ધ્યાનમાં લેવામાં આવશે અને તે બાબત હું તેમનો આભાર માનીશ.

કર્તા

અમદાવાદ જીલ્લો
અને

# ગુજરાત પ્રાંતની ભૂગોળ,

## તથા ઉત્તર વિભાગ.

---

છોકરા ! તમે બીજી ચોપડીમાં શાની ભૂગોળ શીખ્યા ?

ગુરૂજી ! ઉત્તર દસક્રોઇ તાલુકાની ભૂગોળ શીખ્યા. એવા કેટલાક તાલુકા મળીને એક ભાગ થાય છે તેને જિલ્લો કહે છે. આપણો અમદાવાદ જિલ્લો છે.

પ્ર૦—તાલુકો કોને કહે છે? તેના ઉપરી કોણ હોય છે?

જ૦—ઘણાં ગામ મળીને તાલુકો થાય છે, તેના ઉપરી મામલતદાર છે.

પ્ર૦—ગામ કોને કહે છે?

જ૦—ઘણાં ઘર મળીને ગામ થાય છે.

પ્ર૦—ગામના ઉપરીને શું કહે છે? મુખી અને પોલિસ પટેલ. કેટલાક ગામમાં મુખી અને પોલિસ પટેલ જુદા જુદા હોય છે. તેવા ગામના મુખીને તેસીલદાર કહે છે અને તેનું કામ ફક્ત રેવન્યુખાતામાં જમીન મહેસુલ ઉઘરાવવાનું હોય છે. પોલિસ-પટેલને ગામમાં મારામારી, ચોરી, ધાડ, ખુન વગેરે થયાં હોય તેની ફરિયાદી સાંભળવાનું તથા બંદોબસ્ત કરવાનું કામ છે.

તાલુકાના ઉપરી અધિકારી મામલતદાર છે, તે જ્યારે ફોજદારી કામ કરતા હોય ત્યારે માજીસ્ટ્રેટ કહેવાય છે. મામલતદારને મદદ કરવાને કારકુનો આપેલા છે, તેમાં જે મોટા કારકુન હોય છે તેમને અવલ કારકુન કહે છે. તે જયારે મામલતદાર તાલુકામાં ફરવા નીકળે છે; તે વખતે તેમની ગેરહાજરીમાં કેટલુંક મામલતદારનું કામ પોતે કરે છે. મામલતદાર માજીસ્ટ્રેટ તરીકે કામ કરે છે તેના કારકુનને ફોજદારી કારકુન કહે છે. અને તેમના હાથ નીચે તાલુકાના ફોજદારો અને પોલિસો છે. તેથી ફોજદારને પોલિસ સબઇન્સ્પેકટર કહે છે. આવી ગોઠવણ નવે તાલુકામાં હોય છે.

(૧) આપણા અમદાવાદ જિલ્લામાં છ મોટા અને ત્રણ નાના મળી એકંદરે નવ તાલુકા છે. નાના તાલુકાને મહાલ અને તેના ઉપરીને મહાલકારી કહે છે.

(૧) ઉત્તરદસક્રોઈ (૨) દક્ષિણદસક્રોઈ (૩) ધોળકા (૪) ધંધુકા (૫) વીરમગામ અને (૬) પ્રાંતીજ એ મોટા તાલુકા છે.

(૧) સાણંદ (૨) ધોધા ને (૩) મોડાસા એ ત્રણ મહાલ છે.

તાલુકા મળીને જે ભાગ થાય છે તેને જિલ્લો કહે છે. તેના ઉપરી કલેકટર સાહેબ છે. આ મહાલ અને તાલુકા સરકારે લોકોને સરકારી કામમાં અડચણ ન પડે અને સરકારને પણ પોતાનું કામ સુગમતાથી થઇ શકે માટે પાડયા છે.

(૨) નકશાપરથી જોતાં અમદાવાદ જિલ્લો ત્રણ ભાગમાં વહેંચાએલો દેખાય છે. આ ત્રણ ભાગ તે કુદરતી ભાગ કહેવાય છે. કેમકે

તે ઇશ્વરી નિયમ પ્રમાણે પડેલા છે. વચલો ભાગ સૌથી મોટો છે. અને બીજા બે નાના ભાગ છે. તે ભાગોનાં નામ—

( ૧ ) પ્રાંતીજ ને મોડાસાનો ભાગ. આ ભાગ અને વચલા ભાગની વચ્ચે મહિકાંઠા એજન્સી આવેલી છે.

( ૨ ) વચલો અથવા મધ્ય ભાગ–તેની અંદર ઉત્તર દસક્રોઈ, દક્ષિણ દસક્રોઈ, ધોળકા, ધંધુકા ને વીરમગામ તાલુકા આવ્યા છે.

( ૩ ) ઘોઘા આ ભાગ ને મધ્ય ભાગની વચ્ચે કાઠિઆવાડનો કેટલોક ભાગ આવ્યો છે.

( ૩ ) જિલ્લાના લોકોએ પણ તેની રહેણી કરણી, વનસ્પતિ અને પેદાશ પ્રમાણે નવ ભાગ પાડયા છે.

(૧) મેવાસ—તેમાં પ્રાંતીજ ને મોડાસાનો ભાગ આવે છે.

(૨) દસક્રોશી—તેમાં અમદાવાદથી આશરે દસ દસ ગાઉ ફરતાં ગામો આવેલાં છે. એટલે તેમાં લગભગ દશક્રોઈ તાલુકો આવી જાય છે.

(૩) સાબર કાંઠો—તેમાં ધોળકા તાલુકાનો બહેરખાથી સરોડા સુધીનો ભાગ આવે છે.

(૪) ભાલ—તેમાં ધોળકા તાલુકાનો દક્ષિણને પૂર્વ ભાગ આવે છે.

(૫) કનેર—એમાં ધંધુકા તાલુકાનો પૂર્વ ભાગ છે

(૬) કાઠિઆવાડ—તેમાં ધંધુકાનો પશ્ચિમ ભાગ અને ઘોઘા તાલુકો આવે છે.

(૭) નળકાંઠો—એ નળ તળાવની આસપાસનો ભાગ કહેવાય છે, તેમાં ધોળકાનો ઉત્તર પશ્ચિમ ભાગ: સાણંદનો પશ્ચિમ દક્ષિણ ભાગ અને વીરમગામનો દક્ષિણ ભાગ આવે છે.

(૮) ચુંવાળ—એમાં વીરમગામ તાલુકાનો ઉત્તર ભાગ આવે છે.

(૯) ખાખરીઉં—તેમાં સાણંદથી જખવાડા સુધીનો ભાગ છે. આ ભાગમાં ખાખરાનાં ઝાડ વધારે છે. આ નવ ભાગને લોકોક્તિ ભાગ કહે છે.

સીમા.( હદ )-અમદાવાદ જિલ્લાની ઉત્તરમાં પાલણપુર એજન્સી, ગાયકવાડનો કડી પ્રાંત અને મહિકાંઠા એજન્સી આવેલાં છે. પશ્ચિમ અને દક્ષિણમાં કાઠિઆવાડ એજન્સી અને પૂર્વમાં ખંભાતનું રાજ્ય, ખેડા જિલ્લો અને મહિકાંઠા એજન્સી છે.

નદીઓ—અમદાવાદ જિલ્લામાં નાની મોટી ૧૨ નદીઓ છે,-પણ તેનું ( ખારી નદી સિવાય ) પાણી ખેતીમાં વપરાતું નથી. કારણ કે નદીઓનાં પાત્ર જમીનથી ઘણાં નીચાંછે. અને પાણી પહોંચતાં નથી એટલે તેમાંથી જોઇએ તેટલી નહેરો ખોદી નથી.

નદીની વ્યાખ્યા—મીઠા પાણીનો મોટો રેલો ડુંગર કે સરોવરમાંથી નીકળી ઢળતી જગામાં થઈ સમુદ્ર કે રણને મળે તે નદી કહેવાય છે.

પાત્ર—જે જગામાં થઇ હંમેશાં નદીનું પાણી વહે છે તે.

મૂળ—જે જગાએથી નદી નીકળે છે તે જગા.

મૂખ—જે જગાએ નદી સમુદ્રને મળેછે તે જગા.

નદીઓનાં નામ—સાબરમતિ, હાથમતિ, ખારી મેશ્વો, માઝુમ ને વાત્રક આ ૭ પ્રાંતીજ તાલુકામાં છે.

રહેર—સાણંદને ધોળકા તાલુકામાં છે.

ભોગાવો—ધોળકા ને ધંધુકા તાલુકાની વચમાં છે.

ભાદર (સુકભાદર) ગોમા, નીલકા ને ઉતાવળી આ ચાર નદીઓ ધંધુકા તાલુકામાં છે. આ નદીઓ દેખાય છે, જમીનમાં સમાય છે અને દેખાય છે.

તળાવ કે સરોવરનો—પાણીના જે ભાગની ચારે બાજુએ જમીન હોય તેને તળાવ કહેછે. મલેક સાબાન, કાંકરીઉં ને ચંડોળા. ખારી નદીનો કાંસ (નહેર) આ ત્રણે તળાવમાંથી કાઢીને તેનું પાણી દક્ષિણ દસક્રોઇ તાલુકામાં ડાંગરને પાવા માટે આપે છે. આ પાણી આપનાર ખાતું તે એરીગેશન ખાતું કહેવાય છે. આવા કાંસને કેટલેક ઠેકાણે ગટર કહે છે. જિલ્લામાં બીજા કેટલાક કાંસછે તે ખેતીના ઉપયોગમાં આવતા નથી પણ તે વાટે વધારાનું પાણી ચાલ્યું જાય છે, મલેક સાબાન તળાવ આઠ ખુણીઉં છે, કાંકરીઆ તળાવમાં એક બાગ છે તેને નગીના વાડી કહે છે, ત્યાં જવાને રસ્તો બાંધ્યો છે.

સરખેજનું તળાવ—આ તળાવ ઘણું કરીને મહંમદશાહના વખતમાં બંધાએલું છે. તેની ચારે બાજુ પત્થરની પાળ છે અને લગભગ ચોરસ આકારનું છે. તેના ઉપર મહેલો અને રોજો છે તે જોવા લાયક છે. આ તળાવમાં પાણી આવવા માટે ત્રણ નાળાં મૂકેલાં છે અને તેની પાછળ પત્થરની જાળી છે તેથી પાણી ગળાઇને આવે છે; વધારાનું પાણી નીકળી જવા માટે સામી બાજુએ નાળું મૂકેલું છે.

ગંગાસર તથા મુંનસર—આ તળાવ વીરમગામમાં છે. તેનું પાણી વીરમગામના લોકોને પીવાના કામમાં આવે છે. અને તેના ઉપર મહાદેવની દહેરીઓ છે. ધોળકામાં ખાન અને મલાવ તળાવ છે. મલાવ તળાવ મીનલદેવીએ બંધાવ્યું છે. તે પણ ચોરસ આકારનું છે. પણ એક ઠેકાણે જરા વાંકું છે. તેનું કારણ તે જગાએ એક બાઇનો મહેલ હતો તે તેણે આપવા ના પાડી.

નળ તલાવ—એ ધોળકાની પશ્ચિમે છે અને તેનું પાણી ચોમાસામાં મીઠું અને બાકીના વખતમાં ખારૂં રહે છે. એ તળાવમાં રાડાં થાય છે તે વાંછંટીઆં, સાદડીઓ વગેરે કરવાના કામમાં આવેછે. અને તેનાં મૂળીઆંના ગરીબ લોકો રોટલા કરીને ખાયછે. આ તળાવ અમદાવાદ જિલ્લામાં મોટામાં મોટું છે. તેના ઉપર કેટલીક વખત સાહેબ લોકો શિકાર કરવા જાયછે, આ તળાવ દરિયો ખસી જવાથી કુદરતી રીતે થએલું ધારવામાં આવેછે. કેમકે તેની જમીનમાંથી દરિયાના જનાવરનાં કેટલીક વખત હાડકાં નીકળે છે. એક તળાવ ધંધુકા પાસે પણ છે. આ તળાવો આગળના વખતમાં તવંગર લોકોએ તથા રાજાઓએ બંધાવવાનું એ કારણ છે કે પહેલાં દેશનો વ્યાપાર વણઝારા લોકો બળદ (પોઠી) ઉપર કરતા હતા તેથી તેમને પાણીની હરકત ન પડે તેમ લોકોને પણ પાણીનું સુખ થાય.

## વેપારના માર્ગો બંદર ને દીવાદાંડી.

નદી કે દરિયા કાંઠે જે શહેર હોય અને ત્યાં આગળ વહાણ તથા આગબોટ ઉભાં રહેતાં હોય અને તેમાં માલ, માણસ વગેરે ચઢતાં ઉતરતાં હોય તેને બંદર કહે છે.

અમદાવાદ જિલ્લામાં ઘોઘા, ધોલેરા અને બાવલીઆરી બંદર છે. ઘણું ખરૂં બંદરો પાસે દિવાદાંડીઓ બાંધેલી હોય છે. તેના ઉપર દીવા ફરતા હોય છે.

દીવાદાંડી—દરિયામાંથી પાણીની સપાટી સુધી ડુંગર વધેલા હોય તેના ઉપર વહાણ તથા આગબોટ ચઢીને ભાંગી ન જાય માટે દીવા મૂકવાની જે ગોઠવણ કરેલી હોય છે તેને દીવાદાંડી કહે છે. આ દીવાદાંડીના ફાનસના કાચ જુદા જુદા રંગના હોય છે એટલે વહાણ હાંકનાર ખલાસીઓ તારાના વહેમથી બચી જાય. આવી દીવાદાંડીઓ ઘોઘા, પીરમ ને ભાવનગર પાસે છે.

અખાત—સમુદ્ર કે દરિયાની અણી લાંબી થઇ જમીનમાં ગએલી હોય તેને અખાત કહે છે. આપણા જિલ્લામાં ફકત ખંભાતનો અખાત છે. આ અખાતનો છેડો ખંભાતના રાજ્ય પાસે આવેલો છે તેથી તેનું નામ ખંભાતનો અખાત પાડયું છે.
બંદરો પાસે ખાડીઓ અને બારાં હોય છે.

ખાડી—નદીના મુખમાં ભરતી વખતે દરીઆનું પાણી જે ભાગમાં જાય છે તેને ખાડી કહે છે, જિલ્લામાં બાવલીઆરીની ખાડી છે.

બારૂં—બંદરકાંઠે જે જગાએ વહાણો ઉભાં રાખવાની સગવડ કરેલી છે તે જગા બારૂં કહેવાય છે.

વેપારના માર્ગો—આપણા જિલ્લાનો વ્યાપાર ત્રણ રસ્તે હાલ ચાલે છે,

(૧) પગરસ્તા અને નાળીઆં (૨) કાચી અને પાકી સડકો (૩) રેલ્વે માર્ગ.

(૧) પગરસ્તા અને નાળીઆં એ લોકોનો સાધારણ માર્ગ

છે. આ રસ્તે લોકો ગાડાં, ગધેડાં અને ઉંટ ઉપર માલ લાવ લઇજા કરે છે.

(૨) એક શહેરથી બીજા શહેર સુધી સુગમતાની ખાતર સરકારે મોટા અને સીધા રસ્તા બંધાવેલા છે તેને સડકો કહે છે. તે ઉપર પણ ગાડાં અને ગધેડાં મારફત વેપાર ચાલે છે. એવા રસ્તા. (૧) અમદાવાદથી સરખેજ ઉપર થઇ બાવળે અને ધોળકે જાય છે. (૨) સાણંદ અને વીરમગામ થઇ ભાવનગર જાય છે. આ રસ્તો સરખેજ આગળથી જુદો પડે છે. (૩) અમદાવાદથી બારેજા ઉપર થઇ બારેબાર ધોળકે જાય છે (૪) કપડવણંજ અને ખેડા તરફ જાય છે (૫) અમદાવાદથી નરોડે થઇ પ્રાંતીજ અને મોડાસા તરફ જાય છે.

રેલ્વે—સરકારે એક ઠેકાણેથી બીજે ઠેકાણે જલ્દી માલ પહોંચી શકે માટે લોઢાની સડકો ઉપર ચાલતી આગગાડીઓ કાઢી છે. તેને રેલ્વે કહે છે. આવા રસ્તા આપણા જીલ્લામાં ૭ છે.

(૧) અમદાવાદ પ્રાંતીજ રેલ્વે. તેના ઉપર અમદાવાદ, અસારવા, નરોડા, મેદ્રા, તળોદ, અને પ્રાંતીજ વગેરે સ્ટેશન છે.

(૨) અમદાવાદ મહેસાણા રેલ્વે—તેના ઉપર અમદાવાદ, સાબરમતિને ખોડીઆર છે.

(૩) અમદાવાદથી વીરમગામ જવાની રેલ્વે—તેના ઉપર અમદાવાદ, સાબરમતિ આંબલી રોડ, સાણંદ, છારોડી, ચોરવડોદરા, જખવાડા, વીરમગામ, પાટડી અને ખારાઘોડા સ્ટેશન છે.

(૪) મહેસાણા ભાવનગર રેલ્વે—તેના ઉપર ઘેલડા, દેત્રોજ. રામપુરા, જકસી, વીરમગામ અને ધંધુકા તાલુકાનુ રાણપુર છે.

( ) અમદાવાદ ધોળકા રેલ્વે—તેના ઉપર અમદાવાદ, સાબરમતિ, એલીસબ્રીજ, વસ્ત્રાપુર સરખેજ, મોરૈયા, મટોડા, બાવળા, સાવજડા ને ધોળકા સ્ટેશનો છે. આ રેલ્વે ધંધુકા સુધી લઇ જવાની છે.

(૧) અમદાવાદથી મુંબઇ જવાની રેલ્વે તેના ઉપર અમદાવાદ, વટવા, ને બારેજડી છે. અમદાવાદ શહેર મોટું હોવાથી તેનાં સ્ટેશનો પાંચ થાય છે (૧) અમદાવાદ, (૨) અસારવા, (૩) સાબરમતિ (૪) એલીસબ્રીજ (૫) વટવા.

સ્ટેશન—જ્યાં ગાડી ઉભી રહેતી હોય અને માણુસ તથા માલ ચઢતો ઉતરતો હોય તે સ્ટેશન કહેવાય.

ટપાલને તાર—જેમ ગાડીથી વેપારની સુગમતા વધી છે તેમ તેનાથી પણ જલદી વેપાર વગેરેના સંદેશા પહોંચાડવા માટે દરેક સ્ટેશને વીજળીના બળથી ચાલતા તાર રાખેલા છે.

રૈયતને થોડા ખરચે ખબર અંતર મોકલવાને ઠેકાણે ઠેકાણે ટપાલ ઓફિસો રાખી કાગળ પહોંચાડવાની સગવડો કરેલી છે.

આ તાર અને ટપાલનો રેલ્વે સાથે સંબંધ જોડેલો છે.

ઉદ્યોગ હુન્નર.—

લોકોનો મુખ્ય ઉદ્યોગ ખેતીનો છે. અને ઘણેખરે ઠેકાણે સુતાર લુહાર વગેરે ખેતીને લગતાં એજારોનું જ કામ કરે છે. આ ધંધામાં લોકોનું જેટલું પોષણ થાયછે તેટલું બીજામાં થતું નથી. શહેરોમાં સામાન્ય લોકો નોકરી કરે છે. તેમાં કેટલાક સરકારી અને કેટલાક ખાનગી. અમદાવાદ શહેરમાં મીલો ચાલે છે, તેથી ગામડાના ઘણા ખરા ગરીબ લોકો મીલોમાં મજુરી કરવા આવીને રહ્યા છે.

તેથી હાલ ગામડાંમાં મજુરી ઘણી વધી ગઇ છે. અને મજુરની તાણુને લીધે ખેતીનું કામ પડતીમાં આવ્યું છે. હાલની રાષ્ટ્રીય ચળવળને લીધે કેટલેક ઠેકાણે હાથની સાળો દાખલ થએલી છે.

**વનસ્પતિ ને પેદાશ—**

પ્રાંતીજ તાલુકામાં બાજરી, મગને અડદ વધારે થાય છે. દક્ષિણ દસક્રોઇમાં ડાંગર. ઉત્તર દસક્રોઇ ને ખાખરીઆમાં જાર, બાજરી ને તુવેર થાય છે. ભાલ ને ચુંવાળના કેટલાક ભાગમાં ઘઉંને કપાસ તથા કાઠિઆવાડમાં–ધંધુકાને ઘોઘામાં કપાસ વધારે થાય છે. સાબરકાંઠે કેટલીક જગાએ શેરડી કરવામાં આવેછે. અને નદીના પ્રદેશમાં તરબુચ, ટેટી, બટાટા વગેરે થાય છે. પ્રાંતીજ અને દસકોશીમાં આંબા, મહુડા અને રાયણના મેવા થાય છે. આંબા ને મહુડા તથા લીમડાનાં લાકડાં ઘર બાંધવાના કામમાં આવે છે. બાળવા માટે વરખડો ને બાવળ વપરાય છે. કેટલેક ઠેકાણે તલ, દીવેલા ને સરસવ થાય છે તેમાંનું તેલ ખાવા તથા દીવા કરવાના કામમાં આવે છે. ગરીબ લોકો મહુડાંના ડોળમાંથી અને કણઝાંમાંથી કણઝીઉં અને ડોળીઉં તથા વરખડામાંથી વરખડીઉં તેલ કાઢે છે.

**પ્રાણીઓ--**

ગ્રામ્ય જનાવરોમાં ખેતીના કામમાં મુખ્યત્વે બળદ છે. તે ઉપરાંત ગાય ભેંસ ઉંટ, ગધેડાં કુતરાં બિલાડી વગેરે પશુ તથા બીસકોલી કાગડા મોર પોપટ વગેરે પક્ષી ઘણે ઠેકાણે જોવામાં આવે છે. વગડામાં, શિઆળ, સસલાં, હરણ કારીએર ને રોઝ જોવામાં આવે છે. રોઝ લગભગ ભેંસને ઘોડાને મળતું હોય છે. તે ચુંવાળમાં નજરે પડે છે. ટલેક ઠેકાણે વરૂ પણ હોય છે તે કુતરાને મળતું પ્રાણી છે.

११६३३



**જિલ્લાનાં મુખ્ય સ્થળો—**

પ્રાંતીજ—મામલતદારની કચેરી છે, અને કાચ તથા સાબુ બને છે; તેની પાસે ઓખ નામે ખાડો છે તેમાં કમળ થાય છે. આ ખાડામાં પહેલાં હાથમતિ નદી મળતી હતી. હાલ તે સાબરમતીમાં મળે છે

**મોડાસા**—એમાં મહાલકારીની કચેરી છે.

**હરસોલ**—પાસે એક તળાવ છે તેની માટી શરીરે ચોપડવાથી કેટલાક ચામડીના રોગ મટે છે.

**તળોદ**—તાલુકામાં મોટું સ્ટેશન છે. ત્યાંથી મોડાસા જવાને સડક છે.

**અહમદનગર**—એ અહમદશાહે ઇડરના રાવને કબજે રાખવા બંધાવ્યું હતું, હાલ ત્યાંથી પત્થર નીકળે છે.

**અમદાવાદ**—જીલ્લાનું મુખ્ય શહેર છે, તેમાં મામલતદાર, કલેકટર ને કમિશ્નરની કચેરીઓ છે, ભદ્રનો કિલ્લો, પોષ્ટ ઓફિસ, મુંબઈ બેંક, જુમામસજીદ, માણેકચોક, મ્યુનિસિપાલીટીની ઓફિસ, કાપડ મારકીટ, સ્ટેશન, કાંપ, શાહીબાગ ગાંધીજીનો આશ્રમ, સ્વામીનારાયણનું મંદિર, હઠીસંગનાં દેવળ, કોલેજ વગેરે જોવા લાયક છે.

**અડાલજ**—ત્યાંની જુની વાવ જોવાલાયક છે. એ વાવ જિલ્લામાં બીજી વાવો કરતાં મોટી છે.

**ઉંવારસદ**—દસક્રોઇ તાલુકામાં બીજા નંબરનું ગામ છે.

**અસારવા**—સ્ટેશન છે, આચારજીની બેઠક, માતરભવાનીની વાવ ને દાદાહરીની વાવ જોવા લાયક છે. દદા=દાસી.

**સાબરમતિ**—અમદાવાદનું બીજા નંબરનું જંક્શન સ્ટેશન છે. અને ત્યાં દીવેલનો સંચો છે.

**સરખેજ**—રોઝો ને તળાવ જોવા લાયક છે, તળાવ ઉપર મહેલો છે. પશ્ચિમના મહેલ, પાસે બોલવાથી ત્રણ પડઘા સંભળાય છે. રોજાનું કોતર કામ વખાણાય છે.

**બારેજડી**—સ્ટેશન છે.

**બારેજા**—એરીકેશન ખાતાની ઓફિસ છે.

**લાંભા**—બળીઆનું દેવળ છે.

**હીરાપુર**—ગોળ વખણાય છે.

**રાયપુર**—પાસેથી ખારીમાંથી કાંસ ખોદી કાઢયો છે. તેનું પાણી ખેતીના કામમાં આવે છે.

**નરોડા**—સ્ટેશન છે, પાસે ધનુષ્ય ધારીનું દેવળ છે. ત્યાં મેળો ભરાય છે. મહાપ્રભુજીની બેઠક છે. થાણું ને પોષ્ટ ઓફિસ છે.

**ધોળકા**—મામલતદારની કચેરી છે, સ્ટેશન છે, ખાન ને મલાવ તળાવ છે. ત્યાંનાં દાડમ, જામફળ, મરચાં ને સૂંઠ સારાં થાય છે. હાલ આ શહેર પડતી સ્થિતિમાં છે. આ શહેર ઘણું જુનું છે. તેને વૈરાટ નગર કહેતા હતા. પાંડવોની નિશાળ જોવા લાયક છે.

**બાવળા**—વેપારી શહેર છે. ત્યાં જીન છે તેમાં કપાસ લોઢાય છે.

**વૌઠા**—જાત્રાનું ઠેકાણું છે, ત્યાં સાત નદીઓનો સંગમ થાય છે. જિલ્લામાં આ મોટામાં મોટો સંગમ છે. કાર્તિકી પુનમે મેળો

ભરાય છે. "નાની નદી મોટી નદીને મળે છે તે જગાને સંગમ કહે છે.

**ધંધુકા**—મામલતદારની કચેરી છે. વીસાશ્રીમાળી વાણીઆ, વહોરા, અને વાલમ બ્રાહ્મણની વસ્તી છે. એ લોકો ઘણા હોશિયાર છે. તેથી કહેવાય છે કે વીસા વહોરા ને વાલમ તેની પરમેશ્વરને માલમ હોં.

**ધોલેરા**—દરીઆ કાંઠે વેપારનું બંદર છે. ત્યાંથા પરદેશખાતે રૂ ચઢે છે. આ રૂ બહુ વખણાય છે.

**બરવાળા**—ઝાડ પાન વાળું ગામ છે, ત્યાં મીઠું પાણી છે.

**રાણપુર**—ધંધુકા તાલુકામાં મોટું સ્ટેશન છે. ત્યાંથી ધંધુકા સુધી સડક છે. ટપ્પામાં જવાય છે.

**ભીમનાથ**—એ નીલકા નદી ઉપર જાત્રાનું સ્થળ છે, ત્યાં ચૈત્રી પુનમે મેળો ભરાય છે.

**ભડીઆદ**—એ મુસલમાનોનું જાત્રાનું સ્થળ છે, તેમાં ભડીઆદશા પીર છે.

**ઘોઘા**—મહાલકારીની કચેરી છે ને બંદર છે. ઉનાળામાં ત્યાં કેટલાક લોકો હવા ખાવા જાય છે.

**પીરમ**—બેટ છે અને તેની આસપાસના દરીયામાંથી મોતી નિકળે છે. "ચારે બાજુ પાણી ને વચમાં જમીન તે બેટ કહેવાય."

**વીરમગામ**—જિલ્લામાં બીજા નંબરનું શહેર છે, ત્યાંનાં જીન, શેતરંજી વખાણાય છે. કોટ છે ને મીનોછે, ગંગાસર ને મુનસર

તળાવ છે, ત્યાં પાણી માટે બોરીંગ મૂકવામાં આવ્યું છે. કાડી-આવાડ રેલવેનું જંકશન સ્ટેશન છે. ગુંદવડાં વખાણાય છે.

**પાટડી**–ત્યાંના દરબાર કડવા પાટીદાર છે, ફરતો કોટછે, પ્રથમ મીઠાગર દરબારના કબજામાં હોવાથી પૈસાદાર શહેર હતું, હાલ અમુક રૂપીઆ આપવા કરી અગર સરકારે રાખ્યો છે. પહેલાં પાટડી સોનાની હાટડી હતું.

**ખારાઘોડા**—મીઠાગર છે–ને મીઠું વખાણાય છે.

**માંડલ**—જીન ને પોષ્ટ ઓફિસ છે. તે વેપારી શહેર છે.

**બહુચરાજી**—વીરમગામ તાલુકાની ઉત્તરમાં જાત્રાનું ધામ છે,

**સીતાપુર**—વહેપારી ગામ છે. ત્યાં ઘઉં થાય છે.

**દેત્રોજ**—સ્ટેશન છે. વેપારી ગામ છે. ત્યાં ટેકરી છે.

**ભોયણી**—શ્રાવક લોકનું જાત્રાનું ઠેકાણું છે. મલ્લીનાથનું દેવળ છે,

**સાણંદ**—મહાલકારીની કચેરી છે, જીન છે, તે વેપારી ગામ છે.

**ગોધાવી**—વેપારી ગામ છે. જીન છે, તાલુકા સ્કુલ છે.

વીસલપુર, કાસીંદ્રા, વણઝર ને ભાતનો ગોળ વખાણાય છે. તાલુકાના મુખ્ય ગામમાં મામલતદારની અને જિલ્લાના મુખ્ય ગામમાં (શહેરમાં) કલેકટરની કચેરીઓ હોય છે અને તેઓ ત્યાં રહે છે.

સરકારે લોકોને સ્થાનિક સ્વરાજના હક આપી પોતાનો કારભાર ચલાવવા માટે અમુક સત્તા આપી છે. તેને મ્યુનિસિપાલેટી કહે છે. તેમાં કેટલીક સ્વતંત્ર છે અને કેટલીક સરકારી અમલદારોની દેખરેખ નીચે ચાલે છે.

જિલ્લામાં—અમદાવાદ ને વીરમગામમાં સ્વતંત્ર મ્યુનિસિપાલેટી છે. પ્રાંતીજ, મોડાસા, સાણંદ, ધોળકા, ધંધુકા ને ઘોઘા એ અર્ધ સ્વતંત્ર છે.

### ગામ અને શહેરની સરખામણી

ગામ નાનું હોય છે અને શહેર ઘણું મોટું હોય છે. ગામડામાં પૈસાદાર માણસો થોડાં હોય, શહેરમાં વધારે હોય. ગામડાનાં ઘર નીચાં હોય છે. શહેરમાં ઘણાં ઉચ્ચાં હોય છે. ગામડામાં વેપારીની એક બે કે ચાર દુકાનો હોય છે, શહેરમાં ઘણી હોય છે. મોટા ગામમાં એકાદ બજાર હોય છે.



# ગુજરાત પ્રાંત અને ઉત્તર વિભાગ.

## રાજ્યવ્યવસ્થા ને ભાગો—

કમિશ્નરના તાબામાં જે મુલક છે તેને વિભાગ કહે છે. આપણો ઉત્તર વિભાગ છે.

ઉત્તર વિભાગમાં ૭ જિલ્લા અને ત્રણ મોટી એજન્સીઓ છે. બે નાની એજન્સીઓ અને એક સંસ્થાન છે.

ઉત્તર વિભાગના જિલ્લા. (૧) અમદાવાદ (૨) ખેડા (૩) પંચમહાલ (૪) ભરૂચ (૫) સુરત (૬) થાણા. એ જિલ્લાના ઉપરીને કલેક્ટર કહે છે. દરેક જિલ્લાના કલેકટર જુદા જુદા છે.

**ઉત્તર વિભાગની એજન્સીઓ—**

(૧) પાલણપુર (૨) મહિકાંઠા (૩) રેવાકાંઠા એ મોટી છે.

(૪) પંચમહાલ એજન્સી (૫) સુરત એજન્સી એ નાની છે. એજન્સીના ઉપરીને પોલીટિકલ એજન્ટ કહે છે.

કલેક્ટરો અને પોલિટીકલ એજન્ટો સરકારી કામકાજમાં કમિશ્નરની સલાહ લે છે.

નાના દેશી રાજાના મુલકના સમુહને એજન્સી કહે છે. દેશી રાજાના કામકાજ ઉપર પોલીટીકલ એજન્ટ ખબર રાખે છે.

ઘણા તાલુકા મળીને જિલ્લો થાય છે. માટે જિલ્લાના ભાગને તાલુકા કહે છે. તાલુકાના ઉપરીને મામલતદાર કહે છે. તે તાલુ-

કાના મોટા ગામમાં રહે છે તેમાં તેમની કચેરીઓ હોય છે. કલેક્ટર જિલ્લાના મોટા ગામમાં રહે છે. ને કમિશ્નર પ્રાંતના મોટા શહેરમાં રહે છે.

**પ્રાંત**—કુદરતી રીતે ભાષાના ભેદે કરી જુદા પડેલા ભાગને પ્રાંત કહે છે. આપણો પ્રાંત ગુજરાત છે. એ નામ ગુર્જર ઉપરથી પડેલું છે. ગુજરાત પ્રાંતમાં ગુર્જર નામના રજપુતો રાજ્ય કરતા હતા.

આપણા ઉત્તર વિભાગમાં કાઠિઆવાડ એજન્સી અને વડોદરા એટલે ગાયકવાડનું રાજ્ય નાખીએ અને થાણા જિલ્લો કહાડી નાખીએ તો ગુજરાત પ્રાંત થાય છે.

થાણા જિલ્લાની ભાષા મરાઠી છે. તેથી તેને ગુજરાતપ્રાંતમાં ગણ્યો નથી.

વડોદરા રાજ્યના ઉપરી રેસીડેન્ટ છે. તે ગવર્નરજનરલના તાબામાં છે.

અને કાઠિઆવાડ એજન્સીના ઉપરી મુંબાઇના ગવર્નરના તાબામાં છે, તેથી તે ગવર્નરના એજન્ટ કે એજન્ટ ટુ ધ ગવર્નર કહેવાય છે. એટલે એ બે રાજ્યના ઉપરી અધિકારીઓ આપણા કમિશ્નરના તાબામાં નથી. માટે તે બે ભાગને ઉત્તર વિભાગમાં ગણ્યા નથી. આ પ્રમાણે હોવાથી ગુજરાતના તેર ભાગ થાય છે તે નીચે મુજબ.

---

# ગુજરાત પ્રાંતના ભાગો.

જિલ્લા—(૧) અમદાવાદ (૨) ખેડા (૩) પંચમહાલ (૪) ભરૂચ (૫) સુરત. એમ પાંચ જિલ્લા છે. પંચમહાલ સિવાય દરેક જિલ્લા એકબીજાની દક્ષિણે છે. અને પંચમહાલ જિલ્લો ખેડા જિલ્લાની પૂર્વે છે.

એજન્સીઓ—(૧) પાલનપુર (૨) મહીકાંઠા એ બે એજન્સીઓ ઉત્તરમાં છે.

(૩) રેવાકાંઠા એજન્સી ઉત્તર દક્ષિણ લાંબી છે તેથી પંચમહાલ જીલ્લાના બેભાગ થાય છે. (૪) પંચમહાલ એજન્સી એ પંચમહાલ જિલ્લાની દક્ષિણે છે. (૫) સુરત એજન્સી સુરત જિલ્લાના પૂર્વમાં છે (૬) સૌથી મોટી કાઠિઆવાડ એજન્સી છે. તેમાં જુદા જુદા દેશી રાજાનાં રાજ્ય છે.

સંસ્થાન—

(૧) વડોદરા રાજ્ય કે ગાયકવાડનું રાજ્ય. (૨) ખંભાતનું સંસ્થાન.

## ગુજરાત પ્રાંતના અનુક્રમે ભાગ—

### જિલ્લા ૫.

(૧) અમદાવાદ (૨) ખેડા (૩) પંચમહાલ (૪) ભરૂચ (૫) સુરત.

### એજન્સીઓ ૭.

(૧) કાઠિઆવાડ (૨) પાલણપુર (૩) મહિકાંઠા (૪) રેવાકાંઠા (૫) પંચમહાલ (૬) સુરત—

## *સંસ્થાન ૨.

(૧) ગાયકવાડનું રાજ્ય (૨) ખંભાતનું સંસ્થાન—

**સીમા**--હદ--ઉત્તરે શિરોઇ, ને મારવાડ; ઇશાન ખુણામાં મેવાડ, ડુંગરપુરને વાંસવાડાનાં રાજ્યો, પૂર્વમાં દાહોદના ડુંગરો અને માળવા પ્રાંત; દક્ષિણે મહારાષ્ટ્ર ને દમણગંગા, પશ્ચિમે અરબી સમુદ્ર, વાવ્ય ખુણામાં કચ્છ પ્રાંતને ને કચ્છનું રણ.

**વિસ્તાર** કે મોટાઇ—ઉત્તરે આબુથી દક્ષિણે દમણગંગા નદી સુધી અને પૂર્વનાં દાહોદના ડુંગરથી પશ્ચિમે દ્વારકાં સુધી સાઠહજાર ચોરસ માઇલ છે. એટલે અમદાવાદ જિલ્લાથી પંદર ગણો છે.

ગુજરાત પ્રાંતના કુદરતી ભાગ—બે છે. કાઠીઆવાડ ને ગુજરાત.

જે ભાગો આંખે જોવાથી એની મેળે સમજાય તેને કુદરતી ભાગ કહે છે.

**પર્વતો**--જમીનનાં પડ ઘણાં ઉંચાં વધી ઘણે દૂર પથરાએલાં હોય તેને પર્વત કહે છે.

## ગુજરાત પ્રાંતના પર્વતો—

પારનેરાના ડુંગર, પાવાગઢ, આબુ, આરાસુર, ગીર, ગીરનાર, બરડો, ચોટીલા, મોરધારને રાજપીપળાના ડુંગર--વગેરે.

**બંદર**—જે શહેર નદી કે દરિયા કાંઠે હોય અને જ્યાં વહાણો ઉભાં રહે તથા માલ ચઢે ને ઉતરે તેને બંદર કહે છે.

---

*એકજ રાજાના તાબાના મુલકને સંસ્થાન કહે છે.

ગુજરાતનાં બંદરો રૂપેણ, દ્વારકાં. પોરબંદર, નવીબંદર, માંગરોળ વેરાવળ, દીવ, જાફરાબાદ, ભાવનગર, ઘોઘા, ધોલેરા, ભરૂચ, ઉમરસાડી સુરતને દમણ.

**પરદેશી રાજ્ય**—જે મૂલક અંગ્રેજ સરકારના તેમજ દેશીરાજાના તાબામાં નથી તેને પરદેશીરાજ્ય કહે છે. દીવબેટ ને દમણ-બંદર પોર્ટુગીઝનાં છે.

**બેટ**—જે જમીનની ચારે બાજુએ પાણી હોય તેને બેટ કહે છે. ગુજરાતના બેટો પીરમ, દીવ, શંખદ્વાર.

**અખાત**—સમુદ્ર કે દરિઆની અણી લાંબી થઇ જમીનમાં ગએલી હોય તેને અખાત કહે છે. તે બે છે. ખંભાતનો ને કચ્છનો અખાત.

**ભૂશિર**—જમીનની અણી લાંબી થઇ સમુદ્રમાં ગઇ હોય તે. ભૂશિર કહેવાય-જગત પોઇન્ટ ( દ્વારકાં પાસે ).

**રણ**—ઘણા ગાઉ સુધી ઝાડ કે ગામ વગરના મેદાનને રણ કહે છે. તેમાં રેતી વધારે હોય છે. તેવું રણ ગુજરાતમાં ફક્ત એકજ છે. અને તે વાવ્ય ખુણામાં-કચ્છનું છે. ગુજરાતની ઉત્તર તરફનો ભાગ પણ રણને મળતો છે.

**જળક્ષેપ પ્રદેશ**—જે દેશમાં નદીઓ વધારે હોય તે જળ-ક્ષેપ પ્રદેશ કહેવાય—કાઠીઆવાડ મોટામાં મોટો જળક્ષેપ પ્રદેશ છે.

**મૂળ**—જે જગાએથી નદી નીકળે તે જગાને નદીનું મૂળ કહે છે.

**મુખ**—જે જગાએ નદી દરિયાને મળે તેને મુખ કહે છે.

**સંગમ**—નાની નદી મોટી નદીને મળે તેને સંગમ કહે છે. ગુજરાતમાં મોટો સંગમ વાઠાનો છે, ત્યાં કાર્તકી પુનમે મેળા ભરાય છે.

**નદી**—મીઠાપાણીનો પ્રવાહ ડુંગરકે સરોવરમાંથી નીકળી ઢળતી જગામાં વહી સમુદ્ર કે રણને મળે છે તે—

**મોટી નદીઓ**--

**તાપી**-૪૫૦ મૈલ લાંબી છે. એ નદી સાતપુડા પર્વતમાંથી નીકળી, સુરત જિલ્લામાં થઈ, ખંભાતના અખાતને મળે છે. તેને કાંઠે સુરત, રાંદેર, માંડવીને કામરેજ છે. તેના મુખ પાસે નાના વહાણુ જઇ શકે છે.

**નર્મદા**—સાતપુડા પર્વતમાંથી નીકળી રેવાકાંઠા એજન્સી ને ભરૂચ જિલ્લામાં થઇ ખંભાતના અખાતને મળે છે, તેને કાંઠે ભરૂચ, શુકલતિર્થને ચાણોદકન્યાળી છે. ૮૦૦ મૈલ લાંબી છે. તેમાં સો માઇલ સુધી વહાણુ જાય છે.

**મહી**—માળવાના ડુંગરમાંથી નીકળી રેવાકાંઠા અને પંચમહાલમાં થઈ ખંભાતના અખાતને મળે છે. તેને કાઠે પાલી, લુણાવાડા ને ખંભાત છે. તેની લંબાઇ ૩૫૦ માઇલ છે.

**સાબરમતી**--મેવાડના ડુંગરમાંથી અંબાજી પાસેથી નીકળી મહીકાંઠા એજન્સી, ગાયકવાડના કડી પ્રાંતમાં, અને અમદાવાદ

જિલ્લામાં થઇ ખંભાતના અખાતને મળે છે. તેને કાંઠે અમદાવાદ, સાદરાને પેથાપુર છે. લંબાઇ ૨૦૦ મૈલ.

સરસ્વતિ—આરાસુરના ડુંગરમાંથી નીકળી ગાયકવાડી રાજ્ય અને પાલણપુર એજન્સીમાં થઇ કચ્છના રણને મળે છે. તેને કાંઠે સિદ્ધપુરને પાટણ છે.

બનાસ—આરાસુર પાસે શિરોહના ડુંગરમાંથી નીકળી પાલણપુર એજન્સીમાં થઇ કચ્છના રણને મળે છે.

ભાદર ચોટીલાના ડુંગરમાંથી નીકળી અરબીસમુદ્રને મળે છે. તેને કાંઠે જસદણ, જેતપુર, ધોળાજી ને નવીબંદર છે.

તે સિવાય બીજી નાની નદીઓ ઘણી છે. કીમ, મીંઢોળા, પુર્ણા, અંબીકા, પાર, કોલક ને દમણગંગા એ સુરત જીલ્લામાં.

ઢાઢર, રૂપારેલ ને ભિમરાવતી વગેરે ભરૂચ જીલ્લામાં. શેઢી ખેડા જીલ્લામાં.

ખારી, હાથમતી, વાત્રક, માજુમ, મેશ્વો, રહેર, સુકભાદર, ઓમા, નીલકા ને ફતાવળી વગેરે અમદાવાદ જિલ્લામાં. અને કાઠીઆવાડમાં તો ઘણીજ નદીઓ છે.

જાત્રાનાં ઠેકાણાં—આપણા લોકોએ કેટલેક ઠેકાણે પવિત્ર જગાઓ માની છે. ત્યાં આગળ વરસમાં અમુક દિવસે મેળા ભરાય છે. ત્યારે લોકો દર્શન કરવા જાય છે. તેને જાત્રા કહે છે.

દ્વારકાં, સોમનાથ, કે પ્રભાસ પાંટણ, આબુ, અંબાજી, બહુચરાજી, ખેડબ્રહ્મા, શામળાજી, ગીરનાર, શેત્રુંજાપર પાલીતાણા, ડાકોર,

વડતાલ, મૂળી, પાવાગઢપર ચાંપાનેર. ઉદવાડા, ચાણોદ, ને ગઢડા, ભીમનાથ, ભાડભુત ને શુકલતિર્થ વગેરે.

આબુ, ગીરનાર, શેત્રુંજો ને પાલીનાણા શ્રાવકનાં છે. ઉદવાડા પારસીનું છે ત્યાં અગીઆરી છે.

વડતાળ ને મૂળી સ્વામીનારાયણનાં છે, વળી ગઢડા પણ મોટી જગા છે.

**હવા ખાવાનાં ઠેકાણાં**—લોકો ઉનાળાની ગરમીના દિવસે દરિયા કિનારે અથવા ઉંચા પહાડો ઉપર હવા ખાવા જાય છે.

આબુ, શેત્રુંજો, ઘોઘા, હજીરા, તીથલને ડુંમસ એ સુરત જિલ્લામાં છે.

**ખાડી**—નદીના મુખ આગળ ભરતી વખતે દરિઆનું પાણી થોડે દૂરસુધી જાય છે તેને ખાડી કહે છે. ભાવનગરને બાવલીઆરીની ખાડીઓ છે.

**લશ્કરી છાવણીઓ**—અમદાવાદ, ડીસા વડોદરા ને વઢવાણમાં કેમ્પ છે.

**સરોવર**—ચારે બાજુ જમીનને વચમાં પાણી તેને તળાવ કહે છે. મોટા તળાવને સરોવર કહે છે. મોટામાં મોટું નળ સરોવર છે. તેનું પાણી ખારૂં છે.

**દીવાદાંડી**—દરિયામાં પાણીના મથાળાની લગભગ અંદર રહેલા ટેકરાને ખડક કહે છે. તેના ઉપર ભુલથી વહાણ ચડી ન જાય માટે તેના ઉપર દીવા મૂકવાની જે ગોઠવણ કરી છે તેને દીવાદાંડી કહે છે. તે દમણ, ઘોઘા, ભાવનગર, પીરમ, દીવ વગેરે ઠેકાણે છે.

**ખેતીનો પાક**—ઘઉં, બાજરી, જુવાર, ડાંગર, તેલીબીઆં, કપાસને કઠોળ ગુજરાતના સઘળા ભાગમાં થાય છે.

નર્મદાનો મુલક કપાસને ઘઉં માટે, અમદાવાદ જિલ્લાનો ભાલ ઘઉં માટે, સાબરમતિ ઉપરનો બાગ તેલીબીઆં માટે, કાઠિઆવાડ કપાસ માટે, પંચમહાલ મકાઇ માટે, અને નવસારી શેરડી માટે પ્રખ્યાત છે.

વેપાર--

નિકાશ માલ. ખેતીથી ઉત્પન્ન થએલી અને હાથની બનાવેલી ચીજો પરદેશ મોકલવામાં આવે છે. તે નિકાશ કહેવાય છે.

ઘણું કરીને--સુતર, સુતરાઉ કાપડ, રેશમી કાપડ, કીનખાબ તેલીબીઆં ને અનાજ.

આયાત માલ--અહીં જે ચીજો બનતી કે થતી નથી તે પરદેશથી લાવવી પડે છે તે આયાત. સોનું, રૂપું, લોઢું, ને તેનો સામાન, સાંચાકામ, વિલાયતી કાપડ, ખાંડ, કાચ, કેરોસીન ને રંગ.

રસ્તા--એક દેશથી બીજે દેશ વેપારનો માલ લાવવા લઇ જવાને મુખ્ય ત્રણ જાતના રસ્તા છે.

(૧) કાચી સડકો (૨) પાકી સડકો ને રેલ્વે રસ્તો.

(૩) નદીકે દરિયા મારગે વહાણોનો રસ્તો.

(૧) કાચી સડકો--મોટાં મોટાં શહેરો અને ગામોમાં ગાડાં વાટે, ઉંટ, ગધેડાં વગેરે ઉપર માલ લાવવા લઇ જવાને જે રસ્તા બાંધ્યા છે તે. (૧) અમદાવાદથી પ્રાંતીજ ની સડક (૨) અમદાવાદથી ધોલકાની સડક (૩) અમદાવાદથી કપડ વણુંજ, ખેડા, ને નડીયાદ તરફ એવી એવી ઘણી છે.

(૨) રેલ્વે લાઇનો--(૧) મુંબાઇ વડોદરા રેલ્વે એને બોમ્બે, બરોડા અને મધ્ય ઈંડિયા રેલ્વે કહેછે. તેનાં સ્ટેશન. અમદાવાદ, મહેમદાવાદ, નડિઆદ, આણંદ, વડોદરા, ઇટોલા, મીઆગામ, ભરૂચ. અંકલેશ્વર, અમરેલી ને સુરત. તથા સચીન, અમલસાડ, વલસાડ, પારડી ને બગવાડા વગેરે, તથા અમદાવાદથી સાબરમતી, સાણુંદને વીરમગામ.

૨ ગોધરા રેલ્વે—તેનાં સ્ટેશન આણુંદ. ઉમરેઠ, ડાકોર ને ગોધરા, અને વડોદરાથી કાલોલ, ગોધરા ને દાહોદ થઇ માળવામાં.

ભાવનગર વઢવાણ રેલ્વે--તેનાં સ્ટેશન, વીરમગામ, લખતર, વઢવાણ, લીંમડી, રાણપુર બોટાદ ધોળા, નીગાળાને ભાવનગર,

ગોંડલ રેલ્વે—ચિતળ, જેતપુર, ઉપલેટ, ધ્રાફા, રાણીવાવને પોરબંદર

૫ જામનગર રાજકોટ રેલ્વે

૬ રજપુતાના માળવા રેલવે—સ્ટેશનો. સાબરમતી, કલોલ, મહેસાણા, સિદ્ધપુર, પાલણપુર વગેરે. આ સિવાય બીજી નાની રેલવે પણ ઘણી છે.

૬—દરિયા માર્ગ—વહાણોમાં માલ આવેછે. અને તે બંદરે ઉતરે છે. ત્યાંથી રેલ માર્ગે બીજાં શહેરોમાં જાય છે.

જંગલ—ઝાડોથી ભરપુર મેદાનને જંગલ કહે છે. ત્યાં વસ્તી ઓછી હોય છે. તે પણ જંગલી લોકનીજ. મોટું જંગલ ગીરનું છે, ત્યાં

સિંહ થાય છે. (૨) ગુજરાતનો પૂર્વ ભાગ પહાડી, જંગલથી ભરેલો છે. જંગલની હવા કહોવાણને લીધે સારી હોતી નથી.

ખનીજ—કાઠિઆવાડમાંથી આરસને ઘર બાંધવાના પત્થર. અંબાજી પાસે આસાસુરમાંથી આરસ. બડોં અને પાવાગઢમાંથી લોઢું, રાજપીપળામાંથી અકીક, પંચમહાલમાંથી સીસું અને ઇડર, અહમદનગરની ખાણમાંથી પત્થર નીકળે છે. ખારાઘોડામાં કુવા વડે અને ધારાસણામાં દરિયાના પાણી વડે મીઠું પકવવામાં આવે છે.

વરસાદ—દરિઆ કાંઠે, જંગલમાં ને પહાડો ઉપર વરસાદ વધારે થાય છે, કેમકે જ્યાં ઠંડી વધારે હોય ત્યાંજ વાદળાં વધારે થાવાથી વરસાદ આવે છે. ગુજરાતમાં જંગલ અને દરિઆ કાંઠે ૪૦ ઇંચ વરસાદ પડે છે. ઉત્તરમાં અમદાવાદ તરફ ૩૦ ઈંચ તથા કાઠિઆવાડમાં ૨૫ ઈંચ વરસાદ પડે છે.

વનસ્પતિ—ગીર, પંચમહાલ, રેવાકાંઠા ને સુરત એજન્સીમ ઇમારતી લાકડું થાય છે; ઈમારતી લાકડામાં સાગ, સીસમ ને ખેર મુખ્ય છે. પંચમહાલમાં મહુડાં બહુ પાકે છે, અને ડાંગમાં વાંસ થાય છે કિનારા પર નાળીએરને ખજુરી થાય છે. તે સિવાય લીમડો, પીપળો બાવળ, આંબા, આમલી, રાયણ, ખાખરા ઘણી જગાએ થાય છે. અમદાવાદ, ખેડા અને ભરૂચ જિલ્લામાં બાળવા સારૂ લાકડું પણ જંગલમાંથી આવે છે.

જનાવરો—રાની-સિંહ, વાઘ, વરૂ, દીપડા ને રીંછ. તે શિકારી છે, તેમજ હરણ સાબરને સસલાં જંગલમાં થાય છે.

ગામમાં—ગાય, ભેંસ, બકરાં દૂધને ઘી માટે પાળે છે બળદ ખેતીમાટે અને ઉંટ, ગધેડાં વગેરે ભાર ખેંચવા પાળે છે. તે સિવાય, મોર, પોપટ ખિસકોલી, કાગર, ચકલી વગેરે છે.

વસ્તી—૮૫ લાખ માણુસની છે. તેમાં અર્ધા ૪૧ લાખ માણુસની વસ્તી અંગ્રેજ સરકારની છે, ૨૧ લાખ ગાયકવાડીરાજ્યની ને બાકીની દેશીરાજ્યમાં તથા પરદેશીરાજ્યમાં થઇને છે—

૬૪ લાખ હિંદુ છે—ને ત્રણ લાખ જૈન છે. બાકીની પારસી મુસલમાન ને ખ્રિસ્તિની છે.

ધર્મ—મુખ્યધર્મ-હિંદુધર્મમાં શિવ, વૈશ્નવ ને સ્વામીનારાયણ છે-મુસલમાનમાં શિહાને શુન્ની ધર્મ છે.

---

## અમદાવાદ જીલ્લો.

એમાં ૭ તાલુકા ને ત્રણ મહાલ છે. ચોમાસામાં વિરમગામને ધોળકા તાલુકાની હવા બગડે છે. બાકી હવા સારી છે.

તાલુકા—પ્રાંતીજ, ઉત્તરદસક્રોઇ, દક્ષિણદસક્રોઇ, વિરમગામ, ધોળકાને ધંધુકા.

મહાલ—મોડાસા, સાણંદને ધોધા.

અમદાવાદ સૌથી મોટું શહેર છે, તેમાં કસબ, રેશમીને સુતરાઉ કાપડનું કામ ચાલે છે.

**જાત્રાનાં ઠેકાણાં**—બહુચરાજીને ભોયણી ( જૈનનું ) વિરમગામ તાલુકામાં, લોંઠા ધોળકા તાલુકામાં, ભીમનાથ, ને ભડીઆદ ( મુસલમાનનું ) ધંધુકામાં

---

## ખેડા જિલ્લો.

આ જિલ્લાના ઘણા ભાગને ચરોત્તર કહે છે. તેમાં તમાકુ સારો પાકે છે. જમીન ઘણી કસદાર ને સારી છે. તેથી બગીચા જેવો છે.

**તાલુકા**—માતર, મહેમદાવાદ, નડીયાદ, આણંદ બોરસદ, કપડવણુંજ, ને ઠાસરા.

લસુંદ્રામાં ઉના પાણીના કુંડ છે. ખેડા શહેર કોટવાળું છે. ત્યાં જવા સારૂ મહેમદાવાદથી સડક બાંધી છે. કપડવણુંજ-કાચને સાબુ થાય છે.

---

## પંચમહાલ જિલ્લો.

આ જિલ્લામાં પાંચ તાલુકા કે મહાલ છે તેથી તેને પંચમહાલ કહે છે. તે ખેડા જીલ્લા જેવડો છે પણ વસ્તી ઓછી છે. તેમાં મકાઇને મહુડાં બહુ પાકે છે. પર્વતમાંથી સીસું, લોઢુંને મેંગેનિઝ નીકળે છે.

**તાલુકા**—હાલોલ, કાલોલ ગોધરા, ઝાલોદને દાહોદ.

**પર્વત. પાવાગઢ**—કાળકાનું દહેરૂં છે.

ગામો—હાલોલ ત્યાં હાલુર સુથારે પહેલાં બાગ કર્યો હતો.

ગોધરા—ગોધરક નામે તળાવ છે.

દાહોદ—ઓરંગજેબની જન્મભૂમિ છે. ત્યાં છાબ તળાવ છે,

ચાંપાનેર—ચાંપા નામે વાણીએ વસાવ્યું હતું. હાલ ખંડેર છે.

---

## ભરૂચ જિલ્લો.

આ જીલ્લાના ઘણા ભાગને કાનમ કહે છે, જમીન કાળી છે અને કપાસ વધારે પાકે છે.

તાલુકા—ભરૂચ, અંકલેશ્વર. વાગરા, આમોદને જંબુસર, હાંસોટ મહાલ છે.

ભરૂચ—નર્મદા ઉપર પાશ્ચડીપને આવેલું શહેર છે તેને ભૃગુપુર કહે છે, ત્યાંના બ્રાહ્મણને ભાર્ગવ કહે છે.

ભાડભુત—અધિક મહિનામાં ભાડભુતેશ્વર મહાદેવનો મેળો ભરાય છે.

હાંસોટ—ઘઉં થાય છે. શુકલતીર્થ પાસે કબીર વડ છે.

---

## સુરત જિલ્લો.

આ જિલ્લાના કેટલાક ભાગને અઠ્ઠાવીસી કહે છે. મોટી નદી તાપી છે, તેમાં રેલ આવે છે ત્યારે ઘણા ગામને નુકશાન થાય છે. સુરત સુધી વહાણ ફરે છે.

તાલુકા—ઓરપાડ, ચોર્યાસી, જલાલપોર, વલસાડ ને પારડી દરિયાકાંઠે છે.

માંડવી, બારડોલી, ને ચીકલી અંદરના ભાગમાં છે. માંડવી તાલુકાની હવા જંગલને લીધે ખરાબ છે.

સુરત—વહેપારનું મોટું મથક હતું. હાલ વેપાર પડી ભાગ્યો-છે. ત્યાંની પાપડીને બરફી સારી થાય છે. રેશમી કાપડ અને કસબને માટે વખણાય છે.

વલસાડ બંદર છે. અહીંથી ઈમારતી, બાળવાનાં લાકડાં, અનાજ, ગોળ વગેરે બહારગામ મોકલવામાં આવે છે તેની પાસે તીથલ હવા ખાવાનું ઠેકાણું છે.

ડુમસ—સુરતથી દશ માઇલપર હવા ખાવાનું ઠેકાણું છે.

ઉદવાડા—પારસીનું જાત્રાનું ઠેકાણું છે.

હજીરા—હવા ખાવાનું ઠેકાણું ઓરપાડ તાલુકામાં છે એનું બીજું નામ હઉ છે.

રાંદેર—જાણવાલાયક છે. ત્યાંનાં બોર રાંદેરી કહેવાય છે.

## એજન્સીઓ.

---

(૧) પાલણપુર એજન્સી—પોલીટીકલ એજન્ટને તાબે છે. પાલણપુરને રાધનપુર મુસલમાની તથા વાવ, થરદ વગેરે હિંદુ રાજ્યો છે. એ એજન્સીમાં—પાલનપુર, રાધનપુરને મુજપુર વેપારનાં ઠેકાણાં છે.

ડીસા—શહેર છે તેમાં અંગ્રેજી છાવણી છે.

પાલણપુરમાં પોલીટીકલ એજન્ટ રહે છે.

રાધનપુર—સુરેખાર નીકળે

નદીઓ—બનાસને સરસ્વતી.

(૨) મહીકાંઠા એજન્સી.

નદીઓ—સાબરમતિ, હાથમતિ, વાત્રકને સરસ્વતી,

સાદ્રા—એમાં પોલીટીકલ એજન્ટ રહે છે.

ઇડર—એ ઇડરરાજ્યની રાજધાની છે.

અહમનગર—એ અહમદશાહે વસાવ્યું છે ત્યાંથી પથરા નીકળે છે.

સાદ્રા - રાજની પેદાશ.

બાજરી, મકાઇ, ચણા, ઘઉં, તલને રૂ.

ઇંડરની—પેદાશ.

અનાજ, તલ, સાબુ, અફીણને શેરડી.

બીજાં રાજ્યો.

દાંતા. પેથાપુર. વડાલીને ભાલુસણા. ઇડરને અહમનગરના રાજા રાઠોડ કહેવાય છે. દાંતાના રાજા પરમાર કહેવાય તે અંબાજીની ઉપજ ખાય છે



(૩) રેવાકાંઠા એજન્સી--

એમાં ૬૨ નાનાં રાજ્ય છે. એમાંનાં ઘણાં રાજ્યો નર્મદા નદી કે રેવા નદીના ઉપર આવેલાં છે તેથી તેને રેવાકાંઠા કહે છે. તેના જંગલમાં--વાઘ, વરૂ, ચિત્તા વગેરે નજરે પડે છે—

પેદાશ--મહુડાં, સાગ, સીસમ, આમલી, આંબા, રાયણ, સાદડ, બીલી, હળદરવો, વાંસને ખેરછે. ખનીજમાં જુદી જુદી જાતના પત્થર નીકળે છે. નદી-મહી ને નર્મદા—

રાજ્યો—

૧ રાજપીંપળા—આ સંસ્થાન જંગલોથી ભરપુર છે. તેમાં ઇમારતી લાકડાં થાય છે. ખીણુનો પ્રદેશ ફળદ્રૂપ છે, તેમાં બાજરી, જુવાર વગેરે અનાજ થાય છે.

શહેર—નાંદોદ—કરજણનદી ઉપર છે. ત્યાંનો રાજા ગોહીલ રજપુત છે. તેણે રાજ્યમાં રેલવે બાંધી છે, તે અંકલેશ્વરથી જાય છે.

૨ છોટા ઉદેપુર ને બારીઆ—હવા ખરાબ છે. એના રાજા ચોહાણ છે. ગામ છોટાઉદેપુર ને બારીઆ,

૩ લુણાવાડા—તેના રાજા સોલંકી છે. શહેર લુણાવાડા છે.

૪ સુંથ ને વાડાશીનોર—વાડાશીનોરનો રાજા બાબી મુસલમાન છે. આ એજન્સીના પોલીટીકલ એજન્ટ પંચમહાલ જિલ્લાના કલેકટર છે, તે ગોધ્રામાં રહે છે.

## ખંભાતનું રાજ્ય—

એનું શહેર ખંભાત છે. તેનું બીજુ નામ સ્તંભાવતી છે. ત્યાંના પોલીટીકલ એજન્ટ ખેડા જીલ્લાના કલેકટર છે. તે ખેડામાં રહે છે. તેના રાજાને નવાબ કહે છે. ખંભાતની સુતરફેણી વખણાય છે.

પેદાશ—જુવાર, બાજરી, ઘઉં, તુવેર, કપાસ, ગળી તમાકુ વગેરે થાય છે. ત્યાં અકીકનાં બોરીઆં ને બેરીંગ બનાવે છે.

## સુરત એજન્સી.

ત્યાંના ઉપરી સુરત જિલ્લાના કલેકટર છે. તેમાં ત્રણ મોટાં રાજ્ય છે.

(૧) સચીનુ—ત્યાંના રાજા મુસલમાન છે. તે નવાબ કહેવાય છે.
(૨) ધરમપુર- એનું બીજું નામ રામનગર છે. તેના રાજા સીસોદીઆ રજપુત છે. ધરમપુર ઇમારતી લાકડાંના વેપારનું મથક છે.
(૩) વાંસદા—રાજા સોલંકી છે. શહેર વાંસદા. સ્ટેશન, બીલીમોરા. ઉનાપાણીના કુંડ દેવકીઉનાઇમાં છે ત્યાં ચૈત્રી પુનમે મેળો ભરાય છે.
(૪) ડાંગ—એ રાજ્ય જંગલી છે પેદાશ—જુવાર, બાજરી, ઘઉં, ડાંગર, કપાસ કોદરા, કઠોળ, તલ, ને બટાટા છે.

## કાઠીઆવાડ એજન્સી.

એનું બીજું નામ સોરઠ છે. આજે જુનાગઢ દીવ અને કોડીનારનો મુલક સોરઠના નામે ઓળખાય છે.

અમરેલીને ઓખામંડળ ગાયકવાડી છે.

દીવ—પોર્ટુગીઝ કે ફીરંગીનું છે. તે સિવાય ૧૯૩ રાજ્ય છે.

પહેલા વર્ગનાં રાજ્યો—

ભાવનગર, પોરબંદર, નવાનગર, ગોંડળ ધ્રાંગધ્રા, મોરબી, જાફરાબાદ.

૭ બીજા વર્ગનાં ને બાકીનાં ત્રીજા વર્ગનાં છે.

નદીઓ—ભાદર, શેત્રુંજી, આજી, ફલકુ.

પર્વત—ગીર, ગીરનાર, શેત્રુંજો ને બરડાના ડુંગર.

બેટ—શંખદ્વાર જાત્રાનું ઠેકાણું છે તેમજ દ્વારકાં બંદર.

બંદરો—દ્વારકાં, પોરબંદર, વેરાવળ, દીવ, જાફરાબાદ એ મુખ્ય છે.

એના ચાર મોટા ભાગ છે. હાલાર, ઝાલાવાડ, ગોહીલવાડ ને સોરઠ.

(૧) હાલાર--

નવાનગર--પહેલા વર્ગનું રાજ્ય છે. પર્વત બર્ડો છે તેમાંથી આરસ ને લોખંડ નીકળે છે. ખંભાળીઆમાંથી ત્રાંબુ નીકળે છે.

શહેર—નવાનગરના રાજા જાડેજાછે દરિયા કાંઠેથી મોતી નીકળેછે નવાનગરનો રાજા જામ છે તેથી તેને જામનગર પણ કહે છે.

(૨) મોરબી પહેલા વર્ગનું રાજ્ય છે. તેની રાજધાની મોરબી મચ્છુનદી ઉપર છે. રાજા જાડેજા છે.

(૩) ગોંડળ—રાજા જાડેજા. રાજધાની ગોંડળ. ત્યાં ગરાસીઆ માટે સ્કુલ છે. પહેલા વર્ગનું છે.

(૪) વાંકાનેર; ધ્રોલ, ધ્રાફા ને રાજકોટ બીજા વર્ગનાં છે.

રાજકોટમાં એજન્ટ ટુધ ગવર્નર રહે છે. ત્યાં રાજકુમાર કૉલેજ, બે ટ્રેનિંગ કૉલેજ, એક હાઇસ્કુલ ને ઉદ્યોગશાળા છે.

૨. ઝાલાવાડ—

ધ્રાંગધ્રા—પહેલા વર્ગનું છે. રાજા ઝાલા કહેવાય છે. વઢવાણ, લીંબડી ને વાંકાનેર બીજા વર્ગનાં છે. એ ધ્રાંગધ્રાનાં શાખા રાજ્ય છે. વઢવાણમાં કેમ્પ ને તાલુકદારોના છોકરાની સ્કુલ છે. પોલીટીકલ એજન્ટ રહે છે.

૩. ગોહીલવાડ—

ભાવનગર—પહેલા વર્ગનું રાજ્ય છે. જમીન કાળી હોવાથી કપાસ પાકે છે. ત્યાં મહાવિદ્યાલય, એક હાઇસ્કુલ ને એક મીલ છે.

પાલીતાણા—બીજા વર્ગનું છે એ શેત્રુંજી ઉપર છે રાજા બન્નેના ગોહીલ છે.

૪- સોરઠ—જુનાગઢ, પોરબંદરને જાફરાબાદ. (પહેલા વર્ગનાં રાજ્ય.

જુનાગઢ—રાજા નવાબ બાબી મુસલમાન છે. જુનાગઢમાં મહાવિદ્યાલય છે.

સોમનાથ જાત્રાનું ઠેકાણું છે. ગીરનાર પર્વતપર હિંદુ ને જૈનનાં દેહરાં છે.

પોરબંદર—જેઠવા રજપુતનું છે. શહેર પોરબંદર છે. તે પત્થરના વેપારનું મથક છે. તેને સુદામાપુરી કહેતા. ગાંધીજીની જન્મ ભૂમિ છે.

જાફરાબાદ—નાનું મુસલમાની રાજ્ય છે. જંજીરાના નવાબને તાબે છે.

ઢસા અને રાયસાંકળી એ દરબાર ગોપાળદાસની જાગીર છે. તે દરબાર સત્યાગ્રહમાં જોડાવાથી સરકારે જપ્ત કરી છે.

---

## દીવને દમણ.

દીવ નામ દીપ ઉપરથી પડયું છે, ત્યાંના ભાવસારો છાપવાનું કામ સારૂં જાણે છે.

દમણ—તેના તાબાનો નગર હવેલી તાલુકો ફળદ્રુપ હોવાથી સારી પેદાશ થાય છે. બન્ને ફીરંગીનાં છે.

## ગાયકવાડીરાજ્ય.

એ રાજ્ય આખા હિંદુસ્તાનનાં મોટાં દેશી રાજ્યોમાંનું એક છે. તે હિંદુસ્તાનના ગવર્નર જનરલના તાબામાં છે. તેના ઉપરીને રેસીડેન્ટ કહે છે.

આ રાજ્યના મુખ્ય ચાર ભાગ છે.

( ૧ ) વડોદરાપ્રાંત. ભરૂચ જીલ્લાની પૂર્વે છે.

( ૨ ) કડીપ્રાંત—અમદાવાદ જીલ્લાની ઉત્તરે છે.

( ૩ ) નવસારી પ્રાંત—સુરત જીલ્લાની પૂર્વે છે.

( ૪ ) અમરેલી પ્રાંત—દરિયા કિનારાપર કાઠીઆવાડની વાયવ્ય ખૂણામાં છે.

દરેક પ્રાંતની કુદરતી રચના જુદી જુદી છે.

ઓખા મંડળ રેતીના રણ જેવો છે.

અમરેલી તરફ ગીરનારના ડુંગર છે.

વડોદરા અને કડી પ્રાંત સપાટ મેદાન છે.

બધા પ્રાંતો કરતાં કડી પ્રાંતની હવા સારી છે.

નદીઓ—બનાસને સરસ્વતી કડી પ્રાન્તમાં છે.

વિશ્વામીત્રી—પાવાગઢના પશ્ચિમ ઢાળમાંથી નીકળી ઢાઢરને મળે છે. તેના ઉપર વડોદરા છે.

નવસારીપ્રાંતમાં જંગલવાળા ભાગની હવા ખરાબ છે.

બધા પ્રાન્ત કરતાં આ પ્રાંતમાં વરસાદ વધારે પડે છે. કડીપ્રાંત વડોદરા પ્રાંતનો પશ્ચિમ ભાગ ને નવસારીનો દરિયા તરફનો ભાગ રસાળ છે.

કડી પ્રાંતમાં—અળસી, તલીઆં, ને અફીણ.

વડોદરામાં—રૂ તથા તમાકુ.

નવસારીમાં—શેરડીને અમરેલીમાં રૂ થાય છે. તે સિવાય દરેક જાતનું અનાજ થાય છે.

આ રાજ્યમાં વસ્તી પણ જુદી જુદી છે.

વડોદરામાં—દક્ષિણી બ્રાહ્મણ અને મરેઠા.

ઓખામંડળમાં—વાઘેર રજપુત.

અમરેલીમાં—કાઠી રજપુત, સિદ્ધપુરમાં ઔદિચ્ય બ્રાહ્મણો અને વહોરાઓ, પેટલાદમાં પાટીદાર, નવસારીમાં પારસીને અનાવલા બ્રાહ્મણ, અને સોનગઢ તથા વ્યારા તરફ ચોધરા જાતના અનાર્ય છે.

રાજ્ય વહીવટ—રાજ્ય વહીવટ અંગ્રેજી રાજ્યની માફક ચાલે છે પણ અધિકારીઓનાં નામ જુદાં જુદાં છે.

તાલુકાના ઉપરીને મામલતદારને બદલે વહીવટદાર કહે છે.

જિલ્લાને પ્રાંત કહે છે અને તેના ઉપરીને કલેકટરને બદલે સુબો કહે છે.

અને સુબાઓના ઉપરીને સરસુબા કહે છે. તેના ઉપરી દિવાન અને રાજા છે.

**જાણવા લાયક સ્થળો—**

**વડોદરા**—રાજ્યધાનીનું મોટું શહેર વિશ્વામીત્રી નદી ઉપર છે. તેનું બીજું નામ ચંદનાવતી છે તેમાં ન્યાયમંદિર, રાજાના મહેલો, સંગ્રહસ્થાન ને બાગ જોવાલાયક છે. આ શહેર

ગાડીનું જંકશન સ્ટેશન છે, ત્યાંથી ગોધરા તરફ ગાડી જાય છે.

ડભોઇ—જુનો કિલ્લો જોવા લાયક છે. સ્ટેશન જંકશન છે ત્યાંથી નાંદોદ જવાય છે.

પાટણ—કડી પ્રાંતમાં જુનું શહેર છે તે વનરાજે વસાવેલું છે. તેનાં ખંડેરો; વનરાજની મૂર્તિ વગેરે જોવાલાયક છે. ત્યાં તરવાર સુડી, પટોળાં વગેરે થાય છે.

વડનગર—જુનું શહેર છે તેમાં પહેલાં પૈસો ઘણો હતો. ત્યાંના બ્રાહ્મણો વડનગરા નાગર કહેવાય છે પણ હાલમાં ફક્ત ત્યાં એક બેજ ઘર છે.

સિદ્ધપુર—સરસ્વતિના કાંઠા ઉપર જાત્રાનું ઠેકાણું છે. ત્યાં માનું શ્રાદ્ધ થાય છે. રૂદ્રમાળનાં જુનાં દહેરાં જોવા લાયક છે.

નવસારી—જુનું શહેર છે. પારસીની વસ્તી છે ને હવા સારી છે. નવસારી ગણદેવીનો ગોળ વખાણાય છે.

સોનગઢ—એ રાજ્યનું પહેલાં રાજધાનીનું શહેર હતું. હાલમાં જુનો કિલ્લો જોવા લાયક છે. અને ટાપટી રેલવેનું સ્ટેશન છે.

કર્નાળી—જાત્રાનું ઠેકાણું નર્મદા કાંઠે છે. આ ઉપરાંત—

મહેસાણા—રેલવે જંકશન સ્ટેશન.

બહુચરાજી—જાત્રાનું ઠેકાણું.

ઉંઝા—કડવા કણબીનું જાત્રાનું ઠેકાણું.

કડી ને વીસનગર—જાણવા લાયક છે.

દ્વારકાં—રણછોડજીનું મોટું ધામ છે.

## થાણા.

આ જીલ્લો ગુજરાત પ્રાંતની છેક દક્ષિણે આવેલો છે, તેની મુખ્ય ભાષા મરાઠી ( મહારાષ્ટ્રી ) છે, તેથી તેને ગુજરાત પ્રાંતમાં ગણવામાં આવ્યો નથી, જિલ્લો લગભગ અમદાવાદ જિલ્લા જેવડો મોટો છે, તેનો દરિયા કિનારા તરફનો ભાગ ફળદ્રુપ છે અને ત્યાં, નાળિએર, કેળ, શેરડી, પાન વગેરે થાય છે. પશ્ચિમ તરફનો ભાગ એટલે સંહ્યાદ્રિની પશ્ચિમના ભાગમાં જમીન પત્થરવાળી છે. તેથી તે ભાગ જંગલોથી ભરપુર છે. દરિયા કિનારો અને પહાડી પ્રદેશ હોવાથી વરસાદ વધારે પડે છે તેથી ત્યાં ડાંગરનો પાક સારો થાય છે. જંગલોમાં અનાર્ય અને ભીલ લોકો વસે છે.

આ જિલ્લાના બ્રાહ્મણો કોકણસ્થ અથવા ચિત્તપાવન કહેવાય છે.

જિલ્લાના નવ તાલુકા પાડવામાં આવેલા છે. દહાણું, માહીમ, વસાઈ, સાષ્ટિ, ભીવંડી એ દરિઆ કિનારે છે અને વાડે, શાહાપુર મુરબાડ ને કલ્યાણ અંદરના ભાગમાં છે.

શહેરો—

થાણા—જિલ્લાનું મુખ્ય શહેર સાષ્ટિ બેટમાં આવ્યું છે. મુંબાઇની પાસે આવેલું છે. કેટલાક લોક રોજગાર માટે ત્યાં રહી મુંબઇ જા આવ કરે છે.

વાંદરા—થાણા જીલ્લામાં વેપારનું નાકું છે.

માહીમ—એ મુંબઇનો ભાગ ગણાય છે.

બોરીવલી—પાસે કેનીરોની ગુફાઓ છે.

કલ્યાણ—જુનું શહેર છે. ત્યાંથી જી. આઇ. પી રેલ્વે નાશિક જાય છે. એનું નામ મુસલમાનોએ ઇસ્લામાબાદ પાડયું હતું.

આગાશી—સુકાં કેળાં થાય છે.

ભાયંદરને વસાઇ—મીઠાના અગર છે ત્યાં મીઠું પકવવામાં આવે છે.



અમદાવાદ–શાહપુર નવી પોળમાં આવેલા શ્રી 'પ્રજાહિતાર્થ
મુદ્રાલય'માં પટેલ ડાહ્યાભાઈ દલપતરામે છાપી.